મળા.

# એક રસિક

અને

# સદ્બોધક વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

N. H. Mehta.



અમદાવાદ,

રાજનગર ટાઇપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું

સને ૧૮૯૯

## પ્રકરણ ૧ લું ૫૦૯૮

### શાસ્ત્રી અને તેના સંબધી.

શું સફાઇબંધ લખાણના તમે શોખીન છો? જો સુંદર અક્ષર લખનારની મુલાકાત લે- ી હોય તો ચાલો આપણે માંડવીની પોળમાં હેતા આપણી વાર્તાના નાયક શંકરલાલની ાસે જઇએ. શંકર શાસ્ત્રી નાનપણથીજ સ્વ- ચ્છતાથી લખવાના શોખમાં પડયા હતા, તેમણે ાતાના પીતાના વખતમાં અંગ્રેજી ચોથા ધોરણ સુધી અભ્યાસ કર્યો હતો. ત્યારથીજ તેમને સ- ાઇ તથા ઝડપની ઝપાટીની કલમ હાથ લાગી તી. શાસ્ત્રી અત્યારે મેટ્રીકયુલેશન સુધી પહોં- ચ્યા હતા. આગળ અભ્યાસ વધારી ઉચ્ચ પ- દવી પામવી એજ તેમનો મુખ્ય હેતુ હતો. પણ અફસોસ ! શાસ્ત્રીનો હેતુ પાર પડવામાં એક મોટું વિઘ્ન અચાનક આવી પડયું.

૧૮ વર્ષની ઉમરમાંજ શાસ્ત્રીના પીતા વર્ગવાસ થયા. તેમના પીતાએ કુટુંબના રક્ષ-

ણ માટે કાંઇ પણ બચાવ નહિ કરવાથી દરિદ્રતાના સરદારે શાસ્ત્રીના નિર્દોષ ચહેરા ઉપર ગુજરાનના ગરજની ચીન્તાની ચળકાટનો ફેલાવો કર્યો. શાસ્ત્રી મહારાજનાં લગ્ન એક સુગ્ન સ્ત્રી કમળાબાઇ સાથે થયેલાં હતાં. પીતાના પધારવાથી આવક અટકી અને જાવક જારી રહી. તેથી શાસ્ત્રીના અભ્યાસનો અંત ટુંકમાંજ આવ્યો હવે તેમણે નોકરી શોધવાના યત્નો કરવાના વિચાર કર્યા. પણ જાણોછોજને કે " નોકરીનાં નાણાં અને ધંધાનાં ધન " એ કહેવત પ્રમાણે તેમની પાસે એક પણ સાધન હતું નહીં. પરંતુ કેશવલાલ નામે તેમના એક દોસ્તદારે તેમને કોર્ટમાં રૂપીઆ પંદરના પગારથી કારકુનની નોકરીમાં દાખલ કરાવી દીધા. ફક્ત ચાર વર્ષની ટુંકી મુદતમાંજ શાસ્ત્રી પોતાની અકલથી રૂપીઆ પચીસના પગાર પર પહોંચ્યા હતા. પરંતુ આ વખતે તેમનો વિસ્તાર પણ વધ્યોજ હતો. કમળા એક પુત્ર તથા પુત્રીની માતા થઇ હતી. પગાર તો વધ્યો પણ પગારને પ-

સાર કરનારાં પણ વધ્યાં. આવતા પગારથી ગુ-
જરાન ચાલતું હતું પરંતુ કાંઇ બચાવની આ-
શા રહેતી નહીં. આ વખતે શાસ્ત્રીને ગુજરાન
ઉપર કુટુંબના વસ્ત્રો તથા નાતના વેહેવાર વી-
ગરે પોતાની લાયકી પ્રમાણે જરા ઘરનો ઠાઠ
સુધારવામાં ખર્ચ ઉપડતો હતો. આથી તેમનો
આખો પગાર ખરચાઇ જતો હતો ને થોડું
ઘણું બચ્યું હતું તે તો પીતાની મરણક્રીયામાં
ખપી ગયું હતું. તો પણ શાસ્ત્રી મનમાં આનંદ
માની દીવસ નીરગમન કરતા હતા.

---

## પ્રકરણ ૨ જું.

## એજન્સિનો ઉપયોગ.

એક સાંજના કોર્ટમાંથી આવી જમીને
શાસ્ત્રી મહારાજ પોતાની પત્ની કમળાબાઇ તથા
બાળકો સાથે વિશ્રામ વાસ્તે અગાસી પર પુ-
ર્ણિમાના ચંદ્રની ચતુર ચળકાટની અનુપમ શોભા

નિહાળતાં પરસ્પર પ્રેમયુક્ત સંવાદ કરતાં કીર-
તારની કારીગરીની અદ્‌ભુત રચના જોતાં બે-
ઠાં છે. પાસેનાં બાળકો કાનને મધુર લાગે તે-
વી તેમની કોમળ કાલી વાણીથી બબડતાં ત્થા
આમ તેમ કુદતાં નીદ્રા દેવીને શરણુ થયાં છે.
થોડીક વખત સુધી અહીંઆં આ પ્રમાણે ચા
લ્યું પણુ પોતાને ઠેકાણે ઠરાવનાર પરોપકારી
મીત્રની માંદગીના સમાચાર મુંબઇથી પત્ર માર
ફતે તે દિવસે શાસ્ત્રી મહારાજે સાંભળ્યા હતા
તેનું અત્યારે સ્મરણુ થવાથી એકદમ તેમના
મનમાં આભારનો ઉભરો ઉછળી આવ્યો.
"અફસોસ ! સહ્ અફસોસ ! પ્રભુ તને બચાવે"
એમ શાસ્ત્રીએ એક મોટો નિસાસો નાંખ્યો.
કમળા આ વાકયો સાંભળી ઉંડા વિચારમાં ઉ-
તરી ગઇ. અફસોસ ! શેનો અફસોસ ! શું આ-
ફત હશે ! કોના પર હશે ! એવા એવા અ-
નેક વિચારનાં વમળ આપણી સુગ્ન કમળાનાં
અંતરમાં આમ તેમ ઉડવા લાગ્યાં. " ગમેતે-
મ થાઓ. પણુ હું તો તારી પાસે આવી તારી

સેવા બજાવી તારા કરેલા આભારનું કરજ અદા કરીશજ" એમ બોલી શાસ્ત્રી નીચે ઉતર્યો. આ બધું સાંભળી કમળા તો બિચારી શાંતજ થઇ ગઇ હતી. તેવામાં ( નીચેથી ) શંકર શાસ્ત્રી, શંકર શાસ્ત્રી એમ બોલતો કોઇનો અવાજ શાસ્ત્રી બાવાના કાનપર પડયો. તુરતજ એક અજાણ્યો માણુસ એક નાનકડાં પોટકાં સહીત શાસ્ત્રી સનમુખ આવીને ઉભો. શાસ્ત્રી બાવા તો બીચારા આ અજાણ્યા માણુસને જોઇને વિચારમાં પડયા. પણ મારા વાંચનાર મીત્રો, તમારે વિચારમાં પડવા જેવું કાંઇ છે નહીં. તમે તો જાણુતાંજ હશો કે તે સખ્સ બીજો કોઇ નહીં પણ અમદાવાદમાં આવેલી સ્વદેશી વિમા કંપનીઓનો એક મોટો એજન્ટ હતો. તેનું નામ ઇશ્વરલાલ હતું. તે પોતાનાં કામમાં ઘણો કસાએલો તથા મહેનતુ અને પ્રમાણીક હતો. તેના જેવા પ્રવિણુ એજન્ટની તો ભાગ્યેજ જોડ મળી આવે. તે પોતાની બોલવાની ચાલાકીથી દરેક માણુસને શાંત કરી

હેતો હતો. તેની અને આપણા શાસ્ત્રી બાવાની આ પહેલીજ મુલાકાત હતી. શાસ્ત્રીનું નામ સાંભળીનેજ તે ફક્ત અહીંઆં આવ્યો હતો. આ માણસ સાથે શું બોલવું તે વિચારમાં શાસ્ત્રી તો ગુંથાયા તેવામાં ઇશ્વરલાલેજ પોતાની કળાની કારીગીરીની અદભુત અજમાશ શાસ્ત્રી-પર શરૂ કરી. વીમો શું છે તે શાસ્ત્રી બરાબર સમજતા હતા. કપટી કંપનીઓનાં કપટ જોવાથી વિમા કંપની એટલે પૈસા પડાવનારી કંપની એમજ તેઓ જાણતા હતા. તેથી તેમને ઇશ્વરલાલની વાત પસંદ પડી નહીં. પણ ચાલાક એજન્ટની ચાલાકીએ શાસ્ત્રી પર થોડી પણ અસર કરી.

---

## પ્રકરણ ૩ જું.

### એજંટની અજમાશ અધુરી રહી.

ઇશ્વરલાલ શાસ્ત્રીના મનપર પોતાની કળાની છાપ બેસાડવામાં સહેજ ફતેહ પામ્યો.

શાસ્ત્રીએ વિચાર્યું કે તેનું કહેવું તો સાચું છે. કદાચ મારૂં મૃત્યુ થાય તો પછી મારી સ્ત્રી તથા બાળકોની સંભાળ લેવાનો કોઇપણ આધાર છે નહીં. મારાથી તો કાંઇપણ બચાવી શકાયું નથી. રાધાનું લગ્ન કરવું, મણીઆને ભણાવવો તે શી રીતે બનવાનું. એ બાબત વિચાર કરી જોતાં કાંઇપણ સુજ નહીં પડવાથી એજંટના ઉદ્યોગને તાબે થયા. થોડોક વખત વીત્યા બાદ શાસ્ત્રી બોલ્યા. સર્વે ખરૂં છે. પણઅણ મને કાંઇ વિમાની જરૂર નથી. હજી તો હું તનદુરસ્ત છું. મારાં શરીરનાં રૂવાટાંપર પણ રોગનો રંગછે નહિ ત્યારે અત્યારથી નાહક શું કરવાને પૈસા ભરૂં ?! આ સાંભળી ઇશ્વરલાલ કંઇ ગુંચવણમાં ગુંથાય એમ ધારોછો ? ના ના જોજો ભુલતા. આવા જવાબ તો પહેલાં દરેક સ્થળે તેને સાંભળવાજ પડતા હતા. શાસ્ત્રીનો વિચાર વાયુમાં ઉડતો જોઇ ફરી તેણે પોતાની ચાલાકી તેમનાપર ફેરવી. સાહેબ, મરણ ક્યારે આવશે તે આપ જાણોછો ? અ-

ને આવશે તો શું કહીનેજ આવશે? આપ-ણીજ નજર આગળ નિરોગી અને તરૂણ પુ-રૂષો એક પલકમાં પલટાઇ જાય છે તે આપ જાણતા નથી? મૃત્યુ વહેલું મોડું આવવાનુંજ, તે કોઇને છોડનાર નથી. માટે આગળથી ચે-તીને બંદોબસ્ત કરવો તે દરેક શાણા અને સમજુ માણસની પહેલી ફરજ છે. જો આપ એક હજારની પોલીસી લેશો તો આપને ફકત વર્ષે દહાડે રૂપીઆ ત્રીસજ ભરવાના આવશે. તે કાંઇ તમને ભારે પડશે નહી. બીજી કંપ-નીના દર સાથે સરખાવતાં આ અમારી કંપ-નીના દર તમને ઘણાજ સસ્તા અને સારા લાગશે. માટે એક હજારનો વીમો ઉતરાવી ફાયદો લેવોજ જોઇએ. બધુંએ ખરૂં. પણ રૂ-પીઆ ત્રીસ! આવડી મોટી રકમ કાઢી આ-પવી? શાસ્ત્રી તો ગભરાણા. છેવટે જવાબ દી-ધો કે ઠીક છે. અત્યારે તો અરજીનું ફોર્મ મુકી જાઓ. વિચાર કરી પછી જોઇશું. વર્ષે દહાડે સફેત દુધ જેવા ત્રીસ કુકા કાઢી આપવા તે-

થી શાસ્ત્રીના મનમાં વારેવારે આનાકાનીના ઉચ્ચાર ઉછળવા લાગ્યા. શાસ્ત્રી હજી સમજ્યા નહીં. તેથી કંટાળીને બીચારા ઇશ્વરલાલે પાછા જવાની તૈયારી કરી. જતાં જતાં પણ પુછ્યું કે ત્યારે હવે ફરી ક્યારે આવું? જવાબમાં શાસ્ત્રીએ કહ્યું કે હાલ તો અમારે મુંબઇ જવું છે. ત્યાંથી આવ્યા પછી થઇ પડશે. શાસ્ત્રીનું ઉપલું નાનલું વાક્ય તો આપણા નિરાશ થઇ જતા ઇશ્વરલાલના પક્ષમાં એક મોટું આધાર રૂપ થઇ પડ્યું. તે અચક્યો ને બોલ્યો. તેમાં-જ અત્યારે ઢીલ કરવી એ ખોટું છે. રેલવેમાં થતા અકસ્માતનું જોખમ, જુદી જુદી હવાથી બગડતા શરીરનું જોખમ, વિવિધ પ્રકારનું પાણી પીવામાં આવે તેનું જોખમ અને એવા એવા અનેક જોખમોને માટે દ્રઢ વિચાર કરી જોતાં તો વિમાનું કામ પહેલુંજ કરવું જોઇએ. શાસ્ત્રીએ કંટાળીને જવાબ આપ્યો. વારૂ ઠીક હાલ તો તમે જાઓ. જતાં પહેલાં વિચાર કરી ઠીક

લાગશે તેમ કરીશું. શાસ્ત્રી નીંદ્રાને માટે ગયા. અને એજંટ વિદાય થયો છેવટે એજન્ટની એજન્સી અધુરી રહી.

---

## પ્રકરણ ૪ થું.

## શાસ્ત્રીની મુસાફરી.

શાસ્ત્રી બાવાએ તો ચાર માસની રજાનું ફાર્મ ભરીને ઉપરી અમલદારને મોકલી દઇ, પોતાના સહ કુટુંબ સહિત અમદાવાદથી મુંબઇના ગ્રાંટરોડના સ્ટેશનની ટીકીટ લઇ મીક્સ ગાડીમાં બેઠા. શાસ્ત્રી શરીરે તો સારા હતા. બપોરના બાર વાગે ગાડીમાં બેઠા. સાંજના સુરતના સ્ટેશનની સલામ કરી ગાડી આગળના મીત્રોની સલામ લેવાને સપાટામાં ચાલી. આખા દહાડાના અકળાઇ ગયેલા, તેમાં ઠંડીની મોસમનો ફુંકાતો ઠંડો પવન, અને ગાડીના ખડખડાટથી શાસ્ત્રીનું શરીર એકાએક બગડ્યું. છોકરાં પણ તેજ દશાને પામ્યાં ફક્ત કમળા-

બાઇજ શરીરે સારાં હતાં. તે પણ અકળાઇ તો ગયાંજ હતાં. ગાડી ઝડપથી મુસાફરી કરવા લાગી. મુંબઇનાં સ્ટેશનોની એક પછી એક મુલાકાત લેતી સવારના પહોરમાં ગ્રાંટરોડના સ્ટેશન પર આવી વિસામો લેવા ઉભી. આપણા શાસ્ત્રીજી તો ગાડીમાંથી નીચે ઉતર્યા. કમળાબાઇને તથા બાળકોને પણ ઉતાર્યાં. માણુસોની ધમાધમ. પોતે બિમાર થયેલા. મરકીની મોકાણુ માટે આજારીની તપાસ રાખનારા સરકારી દાક્તરોની દમામ ભરેલી સ્વારી જોઇ આપણા શાસ્ત્રી બાવા તો પોતાની તબીયત વીષે વહેમમાં પડ્યા. આપણને પકડશે. ક્વોરેન્ટાઇનમાં લઇ જશે એમ ધારી ગુંચવણમાં ગુંથાયા. ઉતારૂઓ એક પછી એક પોતાનો રસ્તો કાંપવા લાગ્યા. સર્વે સ્ટેશન ઉતારૂંથી ખાલી થયું. શાસ્ત્રી તો બસ પોતાનું પોગળ ન પકડાય માટે દમામમાંને દમામમાંજ ટાઇટ રીતે ચાલી ઝાંપે જઇ દાકતર સાહેબ પાસે જઇ " ગુડ મોરનીંગ સર " કરીને

ઉભા. મનમાં તો ધારતા કે ક્યારે કાળના પં-જામાંથી પસાર થાઉં. સારા ભાગ્યે તે પાસ થયા. તુરતજ એક ભાડુતી વિકટોરીઆ કરી ભુવારચાલી તરફ ગાડી હંકાવી. મુંબઇની ર-મ્યતા જોઇને આપણા શાસ્ત્રીનું કુટુંબ તો અ-જાયબીમાંજ અંજાઇ ગયું. આમ તેમ નજર ફેરવતામાં તો ગાડી ઉતરવાને ઠેકાણે આવીને ઉભી. "આજ તમારે ઉતરવાની જગ્યા." ઉતરો નીચે એમ બોલી ગાડી ઉભી રાખી ગાડીવાળો નીચે ઉતર્યો. સર્વે કુટુંબ ગાડીમાંથી નીચે ઉ-તર્યું. ને પૈસા ચુકવતાંજ વિકટોરીઆ વિદાય થઇ.

---

## પ્રકરણ ૫ મું.

### રમ્ય નગરમાં શાસ્ત્રી.

પોતાનો મીત્ર પોતાની માંદગી સાંભળી અત્રે પોતાની સારવાર માટે આવેલ છે એવું સાંભળતાંજ નોકરને મોકલી શાસ્ત્રીના કુટુંબને ઘેર તેડી લાવ્યા. બંને મીત્રો મળ્યા. પરસ્પર

ખબર અંતર પુછી. થોડી મુદતથી કેશવલાલ-
ની તબીઅત તો સુધરતી જતી હતી. પણ શા-
સ્ત્રી બાવા તો બાચારા આભારનો અવેજ સોં-
પવા જતાં પોતેજ અશક્તીના અખાડામાં અ-
ચાનક આવી સપડાણા. શાસ્ત્રી કેશવલાલની
સારવાર કરે તે તો બાજુપર રહ્યું પણ આ-
તો ઉલટી પોતાની સારવારજ કરાવવા મુંબ-
ઇ આવ્યા. શાસ્ત્રી મહારાજનું શરીર દીનપર-
દીન બીમારીના બળાપાથી બગડતું ચાલ્યું. છો-
કરાં તો ટુંક મુદતમાંજ સારાં થયાં. દાકતરો-
ની સ્વારીઓ એક પછી એક શાસ્ત્રીની સેવા-
માં આવવા લાગી. દવાની ખામી રહી નહિ.
પણ સર્વે ફોકટ. વ્યાધીએ તેના શરીરમાં
વ્યવસ્થા સારી કરી હતી. શરીર સુધરે તેમ
આશા રહી નહી. લીધેલી નોકરીની રજા
પુરી થવા આવી હતી. ખર્ચ પણભારે ઉપ-
ડ્યો હતો વીગેરે કારણોએ શાસ્ત્રીના ચીત્ત-
માં ચીન્તાનો ચળકાટ ચલાવ્યો. તેમની ગ-
ભરાટનો હવે પાર રહ્યો નહી. છેવટે ટા

બીને અમદાવાદ જઇને દવા કરવી એવો ઠરાવ તેમણે કર્યો. થોડાક દીવસો મુંબાઇમાં ગુજાર્યા બાદ એક દહાડો શાસ્ત્રીએ મીત્ર પાસે જવાની રજા માગી. પહેલાં રજા મળી નહીં. પરંતુ શાસ્ત્રીની બતાવેલી દલીલો કેશવલાલને ખરી લાગવાથી એક દહાડો વધારે રાખી, બાળકોને ઉત્તમ પોશાક રમકડાં વીગેરે આપીને વિદાયગીરી આપી. પોતે કરેલા આભારનો બદલો વાળવા જતાં શાસ્ત્રીએ પોતાનો જીવ જોખમમાં નાંખી મીત્રધર્મ બજાવ્યો તેને માટે ખુશી થઈ તથા સારી લાગણી બતાવી, સ્ટેશન નજીક આવ્યું સાથે વિયોગ પણ આવ્યો. ટીકીટો લઇને શાસ્ત્રીજી ગાડીમાં બેઠા. વિયોગના દુઃખથી આ વખતે તેઓ તદન ગળગળીત થઇ ગયા. કોઈ પણ બોલી શકયું નહીં. પણ સબુર! હવે તે થોડીજ મીનીટ માટે, સ્ટેશન પરનો ઘંટ થતાંજ મોટા કકળાટની વચ્ચે બારીક અવાજ આપતી અગનગાડી જોત જોતામાં સર્વેની નજર આગળથી દુર થઇ. મીત્રવિયોગી ઘેર જઇ વિયોગનાં દુઃખો વારવા લાગ્યા.

# પ્રકરણ ૬ ઠું.

## વિમાનો વિચાર.

શાસ્ત્રી ઘેર આવ્યા. સાથે મંદવાડ અને ખરચને પણ લાવ્યા. મુસાફરીમાં તથા મંદવાડમાં મોટો ખર્ચ થયો હતો. નોકરીની રજા પણ પુરી થવા આવી હતી. હવે તો નોકરીપર હાજર થવું અને દવા કરવી એવો વીચાર તેમણે ર્ક્યો. ગરીબ બિચારા શાસ્ત્રી! ભારે સંકટમાં આવી સપડાણા છે, કોઇપણ દવાથી દુરસ્ત થતા નથી. વ્યાધીએ તેમના શરીરમાં વાસો કર્યો હતો. શરીર સોસાવા લાગ્યું. નોકરીમાં નજર રહે નહીં. કામ કમી થાય તેથી અમલદારના ઠપકા વખતો વખત સાંભળવા પડતા હતા. આથી તેઓની ગભરામણનો પાર રહ્યો નહીં. હવે તો નોકરી છોડી દઇ શરીર સુધારૂં એમ તેમણે ધાર્યું. પણ સ્થીતી યાદ આવી. ત્યારે ખાવું શું? ખવરાવવું શું? ખરચ કયાંથી કરવો? એ પણ વ્યા·

જણીજ લાગ્યું. ત્યારે કરવું શું. કાંઇ સુઝ પડે નહીં. તેવામાંજ ઇશ્વરલાલનો અવાજ શાસ્ત્રીએ સાંભળ્યો. ઇશ્વરલાલ ઉપર જઇ મહારાજ પાસે બેઠા. આ વખતે અજાયબી તો એજ કે આપણા શાસ્ત્રી મહારાજેજ વીમા વીષેની વાત તેની પાસે છેડી. લાવો અરજીનું ફોર્મ હવે ભરી આપું છું. એમ કહી અરજી માગી પણ એજન્ટે તો દેખાવ પરથીજ કહ્યું કે હવે તમારો વીમો ઉતરે એ અસંભવિત છે. અત્યારે તમારા શરીરમાં રોગ છે. માટે દાક્તર પાસ કરશે તોજ વીમો ઉતરશે. વાંચનાર, જોઇ લ્યો શાસ્ત્રીની દશા ! શું શું દાક્તર તપાસશે ! ભોગના દહાડા ત્યારે તો. એમ મનમાં બોલવા લાગ્યા. પણ બહારથી તો ભભકામાંજ કહ્યું. હા, સહેજ મુસાફરીની મુશીબત વેઠી છે તેથીજ એમ જણાય છે. મનમાં જાણ્યું કે દાક્તર ક્યાં જાણનાર છે, શાસ્ત્રીએ તો અરજીનું ફોર્મ મોટા ઉત્સાહથી ભર્યું.

---

# પ્રકરણ સાતમું.

## આશા અફળ.

દાક્તરની પરિક્ષા ? તેતો રહેજ છે. નાડ જોશે કે વખતે જીભ જોશે. એજ બીજું શું. દાક્તરો બિચારા ક્યાં અંદરના રોગને જાણવા બેઠા છે. એમ શાસ્ત્રી મહારાજની ધારણા હતી. વીમો ઉતરાવીશું એટલે સુખીજ થઇશું. એમ તેઓ જાણતા હતા. અરજી આપીસમાં પહોંચતાંજ કંપનીનો ડાકટર તો આંગણામાં આવીને ઉભો. દાક્તરે પહેલાં તો શાસ્ત્રીની જીભ કઢાવી જોતાંજ તેના મંદવાડ વીશેની ખાતરી થઈ. તેથી વધારે તપાસ શરૂ કરી. દાક્તરની આવી બારીક તપાસથી તો મહારાજ ગભરાણા. પાસ કરશે કે નાપાસ આજ વિચારો તેના ભવનમાં ભમવા લાગ્યા. હીંમત રાખીને

દાક્તરને સવાલના જવાબ આપ્યા. બસ. હવે પાસ થયોછું એમ જાણી શાસ્ત્રી ખુશી થયા. પણ સબુર. હજી આટલી તપાસથી કાંઇ દાક્તર તૃપ્ત થયો નહીં. તત્કાળ તેણે તો એક ભુંગળી કાઢી શાસ્ત્રીનું શરીર તપાસ્યું. દાક્તરને હવે પુર્ણ ખાતરી થઇ કે શાસ્ત્રી વિમાને માટે નાલાયક છે. દાક્તર ગયા. હવે વીમો ઉતારશે. એમ જાણી શાસ્ત્રીની ખુશાલીનો પાર રહ્યો નહિ. વળતે દહાડે ટપાલમાં એક બીડેલો પત્ર તેમનાપર આવ્યો. "વીમાનોજ છે, મારે માટેજ છે, બસ હવે મેમ્બર થઇ ચુકયાં" એવા તુરંગી વિચાર કરતાં કરતાં પત્ર લીધો ને વાંચ્યો. વાંચતાં વાંચતાં એક નાનકડી લીટીએ "હાયહશા" એવા દુ:ખી શબ્દો શાસ્ત્રીના મોંમાંથી ઓંચિતા કઢાવ્યા. પાછળથી પસ્તાવો કરવા લાગ્યા. જો વિમો પહેલાંજ ઉતરાવ્યો હોત તો કેવું સારૂં થાત, પાછળથી આ કેટલી અગવડતા વેઠવી પડે છે. પણ કરમ ફુટકાં તેમાં કાઇ શું કરે વિગેરે વિગેરે બોલી નિસાસો નાં-

ખાવા લાગ્યા. હવે વીમા માટેની તેમની આ-
શા અફળ થઇ. આ દુખથી તે દંપતી નિરાશ
ના નાવમાં આમતેમ અડઅડીઆં ખાવા લાગ્યા.

---

# પ્રકરણ ૮ મું.

## શાસ્ત્રીનો સ્વર્ગવાસ.

આશા ભંગના અજબ આંચકાએ શાસ્ત્રી-
ના શરીરમાં રોગનો વધારો કર્યો. આ વખતે
તેમણે નોકરી છોડી હતી. આવક ઓછી થઇ
અને ખરચ તો વધવા માંડયું. ઘર ખરચ ઉ-
પરાંત શાસ્ત્રીના મંદવાડનો ખરચ વધ્યો. પૈસા-
ની તાણ પડવાથી તેમણે કરજ કરવા માંડયું.
લીધા એટલા ઉડી ગયા કે વળી બીજાની તૈ-
યારી. એમ વારંવાર ઉપાડી કરજનું કટક પો-
તાને માથે કર્યું હતું. દવા દારૂમાં કાંઇ ખામી
રહી નહીં. દેશ પરદેશના વૈદ હકીમોની દવા-
ઓ અજમાવી. પણ સર્વે નકામીજ. તેમાંની

એક પણ દવા શાસ્ત્રીના અંગપર અસર કરી શકી નહિ. ભાવી પ્રબળ છે. હવે તેમની આવી સંકટ ભરેલી સ્થિતિની અવધી આવી રહી હતી. સગાં સંબંધીમાં શાસ્ત્રીની જીંદગીની આશા છુટી ગઇ પણ વાંચનાર, આપણી કમભાગ્ય કમળા તરફ તો નજર કરો ! આહા ! આ વખતે તેની દશા જુદીજ થઇ હતી. તેનું મોં તદન લેવાઇ ગયું હતું. પોતાના પર પડતી આફતો તથા પોતાને શું વંધ્યત્વ અવસ્થા ભોગવવી પડશે એ વિશે વારંવાર શોકમય વિચાર કરતી બીજા દેખાવમાં પતીની આસના વાસના કરતી બેઠી છે. સ્વામીના શરીર તરફ નજર નાંખતાં તેની આંખ અશ્રુના છાંટાથી છવાઇ રહી છે. પતીના અંત અવસરમાં તેણી રાત્રી દીવસ ખાટલાં પાસે બેસી સ્વામીની સેવા બજાવી દુખીત દીલનું દુઃખ દબાવતી હતી પણ અફસોસ આ સર્વે થોડાજ વખતને માટે હતું. એક દીવસે રાત્રે શાસ્ત્રી અસાર સંસારનો ત્યાગ કરી કીરતારની હજુરમાં હાજર થયા.

# પ્રકરણ ૯ મું.

## દુઃખના દિવસ.

સાપ ગયા અને લીસોટા રહ્યા. બિચારા શાસ્ત્રી બાવા તો ગયા. પણ તેમના શીયળ સ્વભાવથી દરેકના મનમાં ખેદના ખટાકા રહ્યા. પોતાને માથે આવું દુખ આવી પડશે એવું સ્વપ્નામાં પણ કમળાબાઇ જાણતી નહોતી. શાસ્ત્રીના મરણથી તો તેના સંકટની સીમાજ રહી નહીં. નામ મોટાં ને ગુણ ખોટા પોતાનાં કુળ અને આબરૂ પ્રમાણે મણુંકીયા કરવી પડે એમ સમજી તેને શાસ્ત્રીની પછવાડે ખર્ચ કરવો પડયો. હેવા ઉપર દેવું વધ્યું. વ્યાજનો વહીવટ પણ વધ્યો. દેવું વસૂલ કરવાની શક્તી કમળામાં હતી નહિ. પેટ ભરવાનું સાધન નહિ તો પછી માગનારનાં મોં કયાંથીજ ભરે! હવે કમળાએ કાંઇ ધંધો કરવા માંડયો. આહા! દશા દશા, તું જે કરે તે ઓછુંજ છે. ત્રણનો મેરૂ અને મેરૂનો ત્રણ, રાયને રંક અ-

ને રંકને રાય બનાવનાર પણ તુંજછે. જે કમ-
ળાના કોમળ હસ્ત એક દીવસ સુંદર પુસ્તક-
નાં પાનાંપર પડતા હતા તે આજ મહેનતના
માટે મસળાતા હતા. સાહેબી ભોગવેલી કમળા-
બાઇને આ દુખી જીંદગી અકારી થઇ પડી
હતી. લેણુદારો હમેશાં હાવો, પતાવોના શબ્દો-
થી સંતાપવા લાગ્યા. કમળાની કાન્તી આ વ-
ખતે તદન કરમાઇ જતી હતી. જવાબ આપ-
વાની પણ ધીરજ તેનામાં રહી નહીં. કેટલાક
તો વળી "કોર્ટે દોરીશ, હેરાન કરીશ, ગમે તે-
મ કરી લઇશ, પણ છોડનાર તો નથીજ"
એમ બુમરાણ કરી લોકોને એકઠાં કરી કમભા-
ગ્ય કમળાના કાનમાં ઝેરના પ્યાલા રેડવા લા-
ગ્યા. દુઃખના દરીઆએ આ ગરીબ કુટુંબ
પર મોજાંનો માર મારવામાં મણા રાખી નહીં.
ગરીબ બિચારી કમળા! તારે માટે જે દયા
લાવીએ તે ઓછીજ છે.

---

# પ્રકરણ ૧૦ મું.

## શુભ કામ.

શાસ્ત્રીના સિધાવ્યા પછી થોડેક દહાડે ઇ-શ્વરલાલ, દુખી કમળાને દિલાસો દેવાને આવ્યા. તેમને જોતાંજ બિચારી કમળા ગળગળીત થઇ ગઇ. તેના ગળામાં દુઃખનો ડચુરો આવ્યો. જીભ સુકાઇ ગઇ. તે એક પણ શબ્દ બોલી શકી નહીં. કેટલીકવારે શાંત થઇ વિમો નહિ ઉતરાવવાથી કેવી દુખી દશાને પામ્યાં છે, દેવું વધી ગયું છે, વ્યાજના પોટલાની પથારી થાય છે, ખોરાક વીના બાળકો હેરાન થાય છે, અમારે માથે હવે દુખનાં ઝાડ ઉગવાંજ બાકી રહ્યાં છે. જો વિમો ઉતરાવ્યો હોત તો આમાનું કાંઇપણ વેઠવું પડત નહીં. પણ બાઇ અકરમીના પડીયા કાણા. અમારા નશીબ ફુંકા ત્યાં શો ઇલાજ વગેરે રીતે પશ્ચાતાપ કરી અંતરનો ઉભરો તેની પાસે કાઢવા લાગી. ઇશ્વરલાલને આ દુખી કુટુંબને માટે બહુજ લાગણી

થઇ. હશે બહેન, થવાકાળ આગળ કોઇ ડાહ્યું નથી. ગઇવાતનો પસ્તાવો કરવો તે ફોકટ છે. પરમેશ્વરને ગમ્યું તે ખરૂં. ભાવી આંગળ આપણું કશું ચાલતું નથી. હું મણીઆને મારે ઘેર લઇ જઇ ભણાવીશ અને રાખીશ. તેની ચીન્તા તો હું દુર કરૂંછું. પણ જો તમે મારૂં માનો તો તમને હું એક વાત કહેવા ધારૂંછું અને તે એજ કે જે ભુલ શાસ્ત્રીના કરવાથી તમે અત્યારે આ સ્થીતીને પામ્યાં છો તેનો પસ્તાવો વૃથા નહીં કરતાં તે ભુલ સુધારશો તો તમે સુખી થશો. વિલંબથી નાશ કેટલો થાય છે તે તમે જાતેજ જોયું. માટે તે બાબત કહેવા જેવું કાંઇ રહ્યું નથી. વળી જુઓ વિમાની રકમમાં લેણદારનો હક રહેતો નથી. ચોરી ઠગાઇની ધાસ્તી નહીં. વીમો ઉતરાવવાથી આપણા કુટુંબીઓને સારૂં સુખ મળે છે માટે મારી તમને ખાસ ભલામણ છે કે ગમે તેમ દુખ વેઠી થોડા પૈસા ભરીને એક પોલીસી લઇ પાછળનાંને સુખી કરો. કમળાને પણ આ વાત પ-

સંદ પડી તેથી ઇશ્વરલાલના કહેવા પ્રમાણે તુ-
રતજ વિમાની અરજી ભરી શુભ કામ કર્યું.

---

# પ્રકરણ ૧૧ મું.

## અકાળ મૃત્યુ.

વીમો ઉતરાવી એક પીડા તો ટાળી પણ કુમળા આ વખતે શરીરે સોસાતી જતી હતી. શાસ્ત્રીના મરણથી તથા દુખની ચીન્તામાં તેના શરીરમાં રોગ પેદા થયો. આ રોગથી તો તેની ચિન્તાનો પાર રહ્યો નહિ. પોતે મરી જશે તો પોતાના બાળકોની શી દશા થશે? અરેરે, શું તેઓ નિરાધાર રઝળશે? તેઓ ભુખ્યાં છે કે તરસ્યાં એમ કોણ ખબર રાખશે? એવાજ વિચારના વમળમાં તે પડવા લાગી. જેમ કુમ-ળાની ચીન્તા વધી તેમ તેનું શરીર સોસાતું ચાલ્યું. બીચારાં બાળકો પોતાથી બને તેટલી માવજત કરી માની સેવામાં તૈયાર રહેતાં. ઘણી જાતનાં ઓસડો પીધાં. પણ કાંઇ અસરજ નહીં. તુરી-

ની બુટી મળતી નથી. બીચારાં છોકરાંનાં મન-
માં એમ આવ્યું કે શું આપણે નીરાધાર થ-
ઇશું. આપણા બાપતો ગયા પણ આટલું આ-
પણું માનું સુખ છે તેને પણ પરમેશ્વર ખેંચી
લે છે. અરેરે ત્યારે અમારી શી દશા! ઇશ્વરી
નિયમજ ઉંધો છે કે દુઃખીને દુઃખમાંજ રગદોળે
છે અને સુખીને સુખનોજ સરપાવ આપે છે.
ત્યારે તો મનમાં એમજ આવે છે કે ઇશ્વર
અન્યાયી છે. ગરીબોને આમ શું કરવા દુખી
કરતો હશે. વાંચનાર, આટલું દુખ દેખાડીને શું
ભાવિ શાંત થયો છે? ના ના હજી તો તેને
આ ગરીબ કુટુંબપર મોટો જુલમ ગુજારવાનો
બાકી હતો તે લાવ્યો. ચીન્તા અને વ્યાધીના
વળગાડથી વળી ગયેલા કમળાના કંગાળ ખો-
ખાને છોડી દઇ તેનો અમર આત્મા સર્વ શ-
ક્તીમાનની સેવામાં સામીલ થયો. ગરીબ બી-
ચારાં બાળકો નિરાધાર થઇ આમ તેમ રઝ-
ળતાં થયાં.

---

# પ્રકરણ ૧૨ મું.

## સ્વદેશી કે પરદેશી.

કમળાના મરણથી ઘરમાં સર્વ સ્થળે શો-ક છવાઈ રહ્યો. પરંતુ મરવા અગાઉજ કમળા-માએ પોતાનો એક હજારનો વીમો ઉતરાવ્યો હતો. તે પણ એવે સ્થળે કે વગર મુશ્કેલી-એ ઘેર બેઠાં રૂપીઆ મળે તેવી અમદાવાદમાં ધી મુન લાઇફ ઇન્સ્યુરન્સ કંપની ઓફ ઇન્ડ-આ લીમીટેડ નામની વીમા કંપની પ્રસીદ્ધ છે તેમાં જેવી સ્વદેશી કંપનીમાંજ ઉતરાવ્યો હ-તો. કમળાના મરણ પછી કંપનીની ઓફીસ માં મરણનાં સર્ટીફીકેટો રજુ કરતાંજ તેનાં છોકરાંને વીમાની પુરી રકમ વીન તકરારે મ-ળી. વાંચનાર, આવી દુખદ સ્થીતીમાં તે છો-કરાંને આવી સાધન થઇ પડે તેવી રકમ મ-ળવાથી શું થોડો હર્ષ ઉપજ્યો હશે ? આ ર-કમ મળવાથી તેમણે તેમની માની પછવાડે

સારી ક્રીયા કરીને લેણદારોને પતવ્યા. એ ! માણે માથેથી દુઃખનો બાર ઓછો કરી સુખ ના કાંઠાપર આવ્યા. દીવસે દીવસે શાસ્ત્રીનો છોકરો ઉમર લાયક થતો ચાલ્યો. દુઃખના દીવસ નજરે જોવાથી ઘણો હુંસીયાર થયો હું તેણે માના મરણ પછી એક વકીલને ત્યાં કરી શરૂ કરી. આ પ્રમાણે તે કુટુંબનું ગુજરાન ચલાવતો હતો. પોતાના પીતાપર તથા માનીપર પડેલા, વિલંબથી થતા દરીદ્રતાના દુખો તથા મુશીબતો વીશે તેને વારંવાર વિચાર થઈ આવતા—તે સ્પષ્ટ રીતે સઉને કહે કે વીમાથીજ અમારી દરીદ્રતા દુર થઇ ને પોલીસી લેવાથીજ સુખનાં સાધનો પ. આ તાત્કાળ દ્રષ્ટાંતે મણીલાલના મનપર માનું વલણ સજડ બેસાડી દીધું. પોતા પીતાની ભુલથી કેવો ગેરફાયદો થયો ત પોતાની માની સમજથી કેવાં સુખી થયાં જાણીને તેણે પણ અત્યારથીજ વીમો ઉતરા વા ઠરાવ કર્યો. વીમા માટે બધી કંપન

નજનો તેનીપાસે આવવા લાગ્યા પરંતુ તેનું
ન પરદેશી કંપની કરતાં સ્વદેશી વીમા કંપ-
ોમાં ઘણું હતું કારણકે સ્વદેશી કંપનીમાં તેમણે
થમ સારો લાભ મેળવ્યો હતો. તેની શ્રદ્ધા વી-
પર પુરેપુરી બેસી ગઇ હતી. તે પોતાના સંબં-
ને તથા મીત્રોને પણ વીમાથી થતા ફાયદા
જાવા તેમને પણ સ્વદેશી વીમા કંપની ધી
ન લાઇફ ઇન્સ્યુરન્સ કંપની ઓફ ઇન્ડીયા
લીમીટેડના નામથી ઓળખાતી કંપનીમાં વીમો
ઉતરાવવા વારંવાર ભલામણ કરતો ને કહેતો કે
આ કંપની એવી રીતમાં ચાલે છે કે તેમાં સોનો,
સોનો, બસોનો, ને અઢીસો અને તે ઉપરાંત
વીમો ઉતરાવી સાધારણ ને ગરીબ સ્થીતી
માણસો સારો લાભ લઇ શકે છે. ફક્ત
ોજ મુદતમાં મણીલાલે વીમાથી થતા ફા-
ઘણાજનોને સમજાવી ગરીબોના દરીદ્રો
કરવાના ઉપાયો લીધા. ને તેમાં કેટલાકના
દૂર કરી સારા આશ્રવાદ લીધા.

---

# વાર્તાનો સાર.

વીમો કેવો ફાયદાકારક છે પાત વાંચવાથી હરેકના સમજવા હશે. વીમાથીજ શાસ્ત્રીના કુટુંબ થયો. માટે પોત પોતાના કુટુંબના વીમો ઉતરાવવો એ હરેક શાણા માણસની પહેલી ફરજ છે. વીમાન ઢીલ કરવી એ પોતાના હકમાં ગે માટે વીમાની અરજી

## ધી મુન લાઇફ ઇન્સ્યુરન્સ ઓફ ઇન્ડીયા લીમી

અમદાવાદમાં રતનપોળમાં કંપ ફીસમાં જાતે આવીને અગર એજ ભરાવી લાભ લ્યો. દરની ચોપડીઓ રજીઓ વીગેરે વિમાને લગતા ખુલાસ ઓફીસમાંથી મળશે.